# જુગલ—જુગારી.

—:o:—

## નાટકનાં પાત્રો.

### પુરૂષો.

| | |
|---|---|
| રામદાસ ... ... ... | એક વેપારી. |
| જુગલ ... ... ... | તેનો દીકરો. |
| કિશોર ... ... ... | જુગલનો દીકરો. |
| લાલદાસ ... ... ... | જુગલનો સસરો. |
| રાજારામ ... ... ... | લાલદાસનો બીજો જમાઇ |
| કાળીયો ... ... ... | જુગલનો દોસ્ત. |

### સ્ત્રીઓ.

| | |
|---|---|
| લલિતા ... ... ... | જુગલની સ્ત્રી. |
| ધની ... ... ... | લલિતાની નાની બ્હેન રાજારામની સ્ત્રી. |

જુગારીઓ, સીપાઇઓ, રાહદારીઓ, મીજમાનો વગેરે પરચુરણ પાત્રો.

# જુગલ—જુગારી.

## નાટકનો ટુંક સાર.

### અંક ૧ લો.

મંગળા ચરણ—બે છોકરીઓની જુગાર વિષે વાતચીત.

**પ્રવેશ ૧ લો.** જુગલને તેનો બાપ રામદાસ તથા સસરો બ્હેરો લાલદાસ જુગાર ન રમવા શીખામણ આપે છે. તેમના ગયા પછી જુગલ તેના દોસ્ત કાળીયા જોડે જુગાર રમવા નીકળી જાય છે.

**પ્રવેશ ૨ જો** લાલદાસની બે દીકરી લલિતા તથા ધનીની લગ્ન વિષે વાતચિત. બ્હેરા લાલદાસના કાન તપાસી ડાકટર દવા આપે છે.

**પ્રવેશ ૩ જો.** જુગલ તથા રાજારામ જુગાર રમતાં હારી પાછા ફરે છે. રાજારામ જુગાર ન રમવાના સોગન લે છે. રાજારામને લ્હેણાં માટે પકડવા બેલીફ આવે છે. કાળીયાની દગલબાજી.

**પ્રવેશ ૪ થો.** લલિતા પાસે જુગલ ઘરેણાંનું પૂછવા આવે છે. બેલીફથી ન્હાસતો રાજારામ લાલદાસના ઘરમાં પેસી જાય છે. ત્યાં તે બ્હેરો હોવાનો ઢોંગ કરે છે. બે બ્હેરા.

**પ્રવેશ ૫ મો.** રાજારામ તથા ધનીની મુલાકાત, તેમનાં લગ્નનું નક્કી ઠરવું. લાલદાસનું બ્હેરપણુ દવાથી જાય છે.

**પ્રવેશ ૬ ઠો.** જુગારખાનામાં જુગલને ગોતવા લાલદાસ તથા રાજારામ આવે છે. દાગીનાની ચોરી. જુગલનું હારવું. પોલીસમાં ગડબડમાં લાલદાસ પકડાય છે.

**પ્રવેશ ૭ મો.** જુગલ પરણવા જાય છે. પાછળથી પોલીસમાંથી છુટી લાલદાસ આવી પહોંચે છે. તથા માંદા રામદાસને તેના દીકરાની ચાલ ચલણની વાત કહે છે. બન્ને જણ લગ્ન બંધ રાખવા વાડી તરફ જાય છે.

**પ્રવેશ ૮ મો.** જુગલ તથા લલિતાનાં લગ્ન થઇ ગયા બાદ બન્નેના બાપ આવી પહોંચે છે. ચોરીના દાગીના કાળીએ લાવી જુગલને આપેલા, તે તેણે લલિતાને પહેરાવેલા, પોલીસ મુદ્દા માલ તથા જુગલને પકડવા આવે છે. દુ:ખથી રામદાસનું મૃત્યુ.

---

## અંક ૨ જો.

**પ્રવેશ ૧ લો.** જુગલ મારવાડી પાસેથી જુગાર રમવા માટે નાણાં લે છે.

**પ્રવેશ ૨ જો.** કાળીયો લલિતા ઉપર બદ નજર કરે છે.

**પ્રવેશ ૩ જો.** કાળીયો જુગલ પાસે લલિતાને ગુન્હેગાર બનાવે છે. જુગલ લલિતા પાસેથી તેના પુત્ર કિશોરને દાદા લાલદાસે આપેલા પૈસા લઇ લે છે.

**પ્રવેશ ૪ થો.** ધની તથા રાજારામ પરણી ગયાં છે. ધનીનો આકરો સ્વભાવ મટાડવાની રાજારામની તજવીજ.

**પ્રવેશ ૫ મો.** લલિતા કિશોરને લાલદાસના હાથમાં સોંપે છે. તે ને પોતાને ઘેર લઇ જાય છે.

**પ્રવેશ ૬ ઠો.** જુગલ પાર્ટી આપે છે. જુગલે જુગાર રમવા જોઇતાં નાણું મેળવવા લખેલી ખોટી હુંડીઓની ખબર પોલીસને પડેલી છે. કાળીઓ ફૂટેલો છે. તે પોલીસને લઇ જુગલને પકડાવવા આવે છે. લલિતા જુગલને છુપાવી બચાવે છે. બન્નેનું ન્હાસી જવું.

## અંક ૩ જો.

**પ્રવેશ ૧ લો.** સ્ટેશન ઉપરની વીસીઓ; બહાર દેશાવર મુસાફરી કરતાં રાજારામ તથા ધની થોડા વખતથી અહિં રહે છે રાજારામ બહારગામ જાય છે.

**પ્રવેશ ૨ જો.** ધનીને ઓચંતી વીસી બદલવી પડે છે, લાલદાસ કિશોર વીસીમાં રાત રહેવા આવે છે. તેજ ટ્રેનમાં પોલીસની બ્હીકથી ન્હાસતો કાળીઓ પણ આવેલો છે, તેનો ગભરાટ.

**પ્રવેશ ૩ જો.** જુગલ લાકડાંનો ભારો વેચવા ગયો છે તેની વાટ જોતી લલિતા લાકડાં વીણે છે, જુગલની લલિતા પ્રત્યેની મમતા. જુગલ ક્યમે ત્યાંથી ખાવાનું લઇ આવવા જાય છે.

**પ્રવેશ ૪ થો.** વીસોમાં લાલદાસ રાત રહેલ છે ત્યાં રાજારામનું આવવું. પછી ધની મળે છે. કિશોર, જુગલને ભીખારી સમજી ખાવા આપે છે. રસ્તાના ભોમીયા તરીકે લાલદાસે જુગલને સાથે લેવો પાછળ રાજારામ ધની જાય છે.

**પ્રવેશ ૫ મો.** લાલદાસ પાસે ધન જોઇ ભુખથી દુઃખી જુગલની દાનત ફરે છે. લાલદાસનું ખૂન કરવા કોશીશ, કિશોર ન્હાસી જાય છે, જુગલ લૂટી ઘર તરફ જાય છે. આ બધું કાળીયો જુએ છે.

**પ્રવેશ ૬ ઠો.** જુગલ ઘેર આવે છે. લલિતાની સલાહ. કિશોરની પાસેનાં નાણાં પડાવી લેવા કાળીયો તેની પાછળ ધસે છે. બન્નેનું અહિં આવવું. કાળીયો જુગલને કીશોરનું ખૂન કરવા ઉશ્કેરે છે. બાપનું મન-કાળીયાનું મરણ. લાલદાસ, રાજારામ, ધની વગેરેનું આવી પહોંચવું. આનંદ.



# જુગલ-જુગારી.

## અંક ૧ લો.

### ૧

એક છોકરી—

સદા શિવ સાંબ શરણ ગ્રહો
રસેશ સર્વ વિશ્વમાં સ્નેહને વહો—સદા
અંતરે ઉજાસ ભરો,
દોષો સહુ દૂર કરો,
શાંતિ સર્વત્ર ઝરો,
ઘટ ઘટે રહો સ્નેહને વહો—સદા

### ૨

એક છોકરી—

ચોરીનાં શાક નથી ચડીયાં
જુગારીનાં જામ્યાં નથી ક્યાંય.
જુગાર માર પ્રભુના ઘરનો
સમજો એ સાચું મનમાંય
પ્હેલાં લાલચ લાગે મીઠી
પછીથી જાણે વળગ્યું ભૂત
અક્કલ દોલત ખેંચી લે
તન ચૂસે જાણે જમનો દૂત
ચતુરાઈ ચૂલામાં પેઠી
ડહાપણ ડુબ્યું દરીયામાંય

દુ:ખને પાયે બેઠી પનોતી
જુગાર રમવા માંડયો જ્યાંય
લાગ્યું વ્યસન મુવે નહીં છૂટે
થઇ ગયા છે કૈંક ખુવાર
માટે ચેતી ચિતમાં સમજો
ઝેરી સાપ સમાન જુગાર.

## ૩

એક છોકરા—

એક બાગ રૂડો બનાવી
ફળ ફુલનાં સરસ સુંદર ઝાડ રોપાવી, જળ સીંચાવી—એક૦
રસ ભરેલાં વીણે ફળ કોઇ
કોઇ લીયે ફુલની ખુશબોઇ
કોઇ ગણે મનમાં વીશરામનું ઠામ આનંદધામ
સૌને કાજે બીછાત બીછાવી—ફળ.

## ૪

જુગલ—

આવો ખેલો જુગાર બ્હાદુર હુન્નરબાજ
માણો તાજ વિનાનું રાજ
લક્ષ્મીની લ્હેરમાં દૈવની મ્હેરમાં
ચમન સ્હેરમાં મોજ ઉડાવોને આજ—આવો.
એ છે લક્ષ્મીના વિલાસનું ધામ
ચતુરની ચતુરાઇનું ઠામ
વિજય વાવટા ઉડે મુદામ સદાજ—જય જય તણાજ—ખેલો.

## ૫

જુગલ—

ચાલો રમવાને પાસાની રમઝટમાં યાર
ઉડે જ્યાંહીં સોનેરી રસની ધાર

૧૪૩૮



**કાળીયો—**

હાક જબ્બર જોર જુગારના જોદ્ધની જામે ઠારોઠાર—ચાલો૦
વાગે બહુ વિજય વાદ્ય ત્યાં
શૂરનાં ધીરનાં વીરનાં

**જુગલ—**

છે ન કાયર નરનું કામજ ત્યાં
બ્હાદુરનો બહાર—ચાલો.

## ૬

**લલિતા—**

ખીલે જો પ્રભાત, ખીલે કેવાં કમળ આ !
ખીલે છે હૃદય મારૂં હસતું વિમળ આ—ખીલે.
ભરી છે સંસારે કેવી સુખની સામગ્રી !
હસી હસી જોતાં ભરે નજર કોમળ આ—ખીલે.

## ૭

**ધની—**

આલી આપતાં હેતથી હાથ મનહર વરને
આલી આનંદને ઝિલરે થરકી.
થઇ જાય કંઇ કંઇ ઉરને – આલી.
આંખની મીટ ઢળી ઢળી જાય
ગાલ પરે સુરખી છવરાય
કંથની કાંતી પીતાં ન ધરાય
ઘેલી ફરી ફરી નીરખે શ્યામસુંદરને—આલી.

## ૮

**લલિતા—**

બોલ ભોળી અલી રસબોળી પ્રીતમનું નામ—બોલ
તને કોણે ભુરકી ભમાવી ?

તને કોણે લગની લગાવી ? વ્હાલમનું નામ—બોલ
આવો બ્હેની આવો, ન ગભરાઓ, ન અકળાઓ

**ધની**—કાં જુલમ કરો ?

**લલિતા**—કાં શરમ ધરો ?

અલી અલખ ધુતારી તુજ ધ્યાન કર્યો મીજમાન
અંતર આરામ ?—બોલ



**કાળીયો** -

દોસ્તીની ખરી ખુબી હું ખીલાવું—દોસ્તી.
દીલ દઉં તુજ બહેલાવી
તુજ ફીકર હરી લઇ
ધનને દોલતતણા હીંચકે ઝુલાવી
મોજે મલ્હાવું મોહ ભરી—દોસ્તી.
સ્વારથ ન સમજું હું દુલ્હો છું દીલનો
દોસ્તનાં તમામ દુઃખ વ્હોરી લઉં હું
કોડીએ ખપે ના મને એક તુજની
પ્રીતી મુજમન ભરી—દોસ્તી.

## ૧૦

**લલિતા** -

નાંહીં બનશેજી પ્રીતીનાં મોતીનું મૂલ
મોતીનું મૂલ આખી દુનીઆં છે ધૂલ—નાંહીં
હીરા માણેક દામ કરોડો
પ્રીતીના હેજામાં એ છે વસુલ—નાંહીં.
સાગર રસનો-છીપ છે દિલની-
પાકે મોતી, પાણી ઝામે અતુલ—નાંહીં.

## ૧૧

લલિતા—

હો પ્યારા ભરીયાં પ્રેમ તળાવ
આંબલા ઝુલેરે, ફુલડાં ડોલેરે
કાંઠડા કાન્ત રસાળ— હો પ્યારા.
શીતળી છાયેરે વાવલા વાયેરે
પ્રેમીની બાંહેરે સુખડાં થાયેરે
લીજીએ જીવન લ્હાવ
હો પ્યારા સ્વર્ગનાં સ્વપ્ને ઝુલાવ—આંબલા.

## ૧૨

લલિતા—વ્હાલમજી સાડી ગુલાબી મંગાવો
જુગલ—(હો)
લલિતા—પોલકો બનાવો મોતીડાં ટંકાવો
જુગલ—( હા. હા. આખા દરીયાનાં )
લલિતા—બંગડી બે હીરાની
જુગલ—( ટ્રાન્સવાલના )
લલિતા—મોંઘી મઢાવો જડાવો—વ્હાલમજી૦
( મંગાવશો કે ) ?
જુગલ—( ફ્રાન્સ ઓરડર મોકલાવ્યો )
લલિતા—( શાથી ? )
જુગલ—( તારથી )
લલિતા—( કયારે ? )
જુગલ—( હમણાં )
લલિતા—( તાર કયાં )
જુગલ—(હમણાં મ્હોડેથી તાર મોકલવાનો નવો સંચો નીકળ્યો છે.)

## સાખી.

**લલિતા**—મૂરતમાંજ જણાય છે ધૂતારાના ઢંગ
જેવો વાનો પૂરશો તેવો ચડશે રંગ
**જુગલ**—હાંસીના હુલાસમાં રસીલી ના રીસાઇએ
**લલિતા**—વ્હાલમજી૦

## ૧૩

**ધની**—તમે કોટમાં જજોજી.
**રાજા**—હોજી.
**ધની**—એક ગાડી લાવજોજી
પરણુને ધરણીને લઇ જોડે ફરજોજી—તમે.
ઘોડીની જોડી ગાડી રબ્બરની
ઠંડા પ્હોરોની લ્હેરો સાગરની
ઇસ્ફુટાઇટ થઇને ફરીએ—  કોટમાં૦

## ૧૪

**સ્રીઓ**—

રૂડાં મંગળ તો ગવરાવો, વરને કન્યાને વધાવો, મણુરાજરે—રૂડાં.
મંગળ ઇશ્વરને પારવતી, મંગળ બ્રહ્મા ને સાવિત્રી, મણુરાજરે—રૂડાં.
મંગળ રૂકિમણી કૃષ્ણે ગવાયે, વરને વહુનું મંગળ થાયે, મણુરાજરે-રૂડાં.

## ૧૫

**સ્રીઓ**—

આજ આનંદના છે અંબારરે
લાડો લાડી જમે છે કંસાર

૧૫

વર વહુજીને પૂછે વિચાર રે
કેવો મીઠો તે લાગે સંસાર
જેવી કૂરમાં સાકર સાર યે
એવો માઠો લાગે આ સંસાર
જમે જોડેલાં આ કંસાર રે
હોજો મીઠો સદાય સસાર

૧૬

જુગલ—

લાવુ કહીં જઇ દામ?
હો ખેલું કયમ કરી?
ન રહેવાય હું થી કોદી લગીર થીર ઠરી—લાવું,
રમત વગર રસ પડેના જડેના
અવર સમજું ના સુખકર જગમાં
જુગારની ધુની એક લાગી રહી ચીત્ત ખરી—લાવું,

૧૭

કાળીયો—

નવી નાજુક નારી, નવા પીયુની પ્યારી
ન્યારી ન્યારી ખુબી એ ન્યારી
જોબનના બાગે જુવંતી લાગે
પ્યારી પ્યારી પ્યારી પ્યારી—નવી
અરસ પરસ રસની રેલ,
રમે રંગ ભર છબીલી છેલ.
કામની કુંદનના સમ કાય
કુંથ મણીને મઢી ઝળકાય
પ્રેમ ધૂન કેરી અંગ અંગ ભરી ખુમારી—નવી.

૧૮

લલિતા—

કાળજ કપાય મુજ ચરર ચરર
હું કેમ કરો ધારૂં મનમાં ધીર—કાળજ.

૧૮

કરમહીણી હું કંથ જુગારી થયો
એક ઘડી સુખ નાવ્યું—કાળજ.

## ૧૯

કાળીયો—

છોટી લાડી તું મેં છોટા બિલમા
લલિતા—ભૂલમાં ફૂલમાં ફૂલમાં—છો.
કાળીયો—પ્યારી બકાવલી તારો ગુલશામ છું.
આઓ ભેટો જાની
લલિતા—(નટ ખટ છટ્ છટ્)
કાળીયો—ફૂલ ચુંટો જાની
લલિતા—(ઓ નફ્ટ ફટ્ ફટ્)
કાળીયો—રંગ લૂટો જાની
લલિતા—(ધુત હટ્ હટ્ હટ્)
દૂર અધમ! શરમ! ન ફર નીડર દીલમાં—છોટી.

## ૨૦

લલિતા—

આજે પાપી ખૂટયો તારો કાળ
નથી દીઠી સતી અગ્નિ ઝાળ
મ્હોં સંભાળ, બોલ બાળ દૂર થા ઓ ચંડાળ—આજે.
નાગણને તેડે તું, સિંહણને છેડે તું,
હાથે ગુંથે મ્હોત જાળ,
મરીશ મ્હોતે અકાળ,
મ્હોં સંભાળ, બોલ બાળ દૂર થા ઓ ચંડાળ—આજે

## ૨૧

લલિતા—

જરી સાંભળો નાથ દુઃખનો પોકાર
દુઃખનો પોકાર કરજોડી રહી લાચાર

અરે મારા પીયુ પીયુ પીયુ -હૃદયાધાર—નાથ.
હાથે કરીને હાય કેમ ડૂબાવો ?
લગીર દયાનો છાંટો અંતરે લાવો
અરે મારા પીયુ પીયુ પીયુ -હૃદયાધાર—જરી.

## ૨૨

સલિના—

જીવાદોરી સોંપું તમ હાથ
લાડકાતણી, નેત્રના મણી,
ઉગારૂં જીવનનાથ—જીવા.
જાઓ સુખે કરી નાણાં ભરી દ્યો.
દુશ્મનનાં મૂખ કાળાં કરી દ્યો
રૂડી વધાઇ આનંદની લાવો
હેતે હૈયામાં લેઈ હરખાવો
બાળકડાંની સંગાથ.—જીવા.

## ૨૩

સલિના—

પ્રેમભોળી ભરૂંસે ઠગાઇરે
ખોટા દિલાસામાં
સુખની આશામાં
હરખે હું હણાઇરે—પ્રેમ.
દુખથી દાઝી બ્હાવરી થઈ
બ્હાવરી થઇને સાન ગઇ
લાડકડાને હોમી દીધો
આગ ના ઓલાઇરે—પ્રેમ.

## ૨૪

**ધની—**

મારી નયનેનાં કટારી
સખીરી મોહન પીયા;
શું હું કરૂં શુદ્ધ બુધ હારી--મારી.
ભોળી હું બીચારી કાંઈ ભરમ ન જાણું.
મરમ નહીં પીછાનું
સખીરી મોહન પીયા શુદ્ધ બુધ લીધી નહીં મારી,હાં વીસારી—મારી

## ૨૫

**ધની—**

શીખ સારી દીલ ઉતારી
દીધી ખુમારી મેં મારી વીસારી
બની હું નરમ નારી--શીખ.
પ્રેમ પય માવો જગ સુખ લ્હાવો.
સ્વાદે કેવો ?
ચાખ્યા જેવો.
મળે નહીં દીધે દમડા આવી લહેજત મન હરનારી--શીખ.

## ૨૬

**કિશોર—**

લાવી દે લાવી દે લાવી દે તું
માડી રૂડી ટોપી મંગાવી દે તું
સોનાંનો છેડો નાનકડી ઘડીયાળ
દાગીના મોતીતણા પહેરાવી દે તું—માડી૦
બૂટ જોડી અચ્છી ને ચીકન રૂમાલ
ઉંચાં સેન્ટ મંગાવી છંટાવી દે તું—માડી૦

## ૨૭

**લલિતા—**

સુખ દુખમહીં સ્વામીની સંગાતી
રહું સદા સમાન મને હૈયે હરખાતી—સુખ.
સતીનો ધર્મ એ કદી ન ભૂલું
પતીપ્રભુના પગ હું પૂજીશ પોરસાતી—સુખ

## ૨૮

**લલિતા—**

આ શું વાત કરો પ્રેમ યાદ કરો
જરી રહેમ ધરો મારા નાથ
કાં જુઓ હું પરે કરડી નજરે
નહીં હેત હરો મારા નાથ

## સાખી.

છે સ્નેહ કાં તજી દીયો
દીલ વિચારો આપ
સાહસીકને થાય છે
પાછળથી પરિતાપ—આ શું.

## ૨૯

**નાચનારીયો—**

સાસ નનંદ રહી તાક
બાલમ હાથ છતીઆં ન ડારો રે—સાસ.
જાઓ જાઓ બાલમ હમસેં ન બોલો
સનમ કછુ દેખો ન ભાલોરે—સાસ૰

## ૩૦

**નાચનારીઓ—**

બઇયાં ન પકર મોરી નરમ કલાઇરે
અંગરી પકર મોરી ચોલી મુસકાઇરે—બઇયાં
અરજ કરત મોરી માનત નાંહીં
કદર પીયા તોરી દેખી ચતુરાઇરે—બઇયાં૦

## ૩૧

**ધની—**

પ્યાર કરૂં હૈયાહાર કરૂં મારા વ્હાલા વાલમને પ્યાર કરૂં
આંખોના તારા પ્રીતમ મારા સેવા કરી ભવ સીંધુ તરૂં—મારા.
તન મન ધન વારૂં હું પતિ ઉપર કોટીક સુખ કુરબાન કરૂં—મારા.

## ૩૨

**ધની—**

પ્રીત તણી રીત આવી કેવી દુઃખ ભરી
તનડું તાપે તપી તપી તવાયે
પ્રાણ જાય પળ પળ વીરહે નીસરી—પ્રીત.
દીપક મહીં બળી મરે જો પતંગો
એવી રીતે પ્રેમી જ્વાળે બળે
પ્રેમની એજ મજા માને દીલ દાહ ધરી-પ્રીત.

## ૩૩

**લલિતા—**

દીલ ન બન ન બન નાદાન સમય પીછાન સમજ—દીલ.
આગમાં સોનું ધમાય તો ખરી કસોટી થાય
તેમ તું તાપે તવાય ત્યાં તું શીદ ગભરાય
સહનશીળતા સાજ સજ—દીલ.

દીનના છે બંધુ પ્રભુ સ્હાય તે કરે
ધર્મના એ બેલી છે તું દીલ કાં ડરે?
રાખી ખાસ વીશવાસ પ્રભુ પાસ માગ આશ
સુખ ભરશે સંકટ હરશે ન ધર દુઃખ રજ—દીન

## ૩૪

**લલિતા—**

ન ધીરે લગીરે કયાં વારૂં મન મારૂં?
હું તો ઘેલી છું બનેલી, નહીં સારૂં ઉર ધારૂં—ન૦

**સાખી.**

બ્હીકે કંપે કાળજું, જીવ અતિ અમુંઝાય
આજે એક ઘડી પીયુ, વીજોગ નહીં સ્હેવાય
શી રીતે આ ચિત્તે દુઃખ ભારૂં દિલ ઠારૂં-ન૦

## ૩૫

**કાળીયો—**

ગરજી ગગન મગન ઘન ભરાયે.
પવન અતુલ બલ જોસથી ચાલે.
ભય થકી ભાન ભુલાયે—ગરજી.
ચમક ચમક વીજળી ચમકંતી
થરર થરર ધરણી થરકંતી
અંધકાર ભયંકાર છાય
દિન રાત્રિ સમાન જણાયે—ગરજી.

## ૩૬

**લલિતા—**

મનરે ભમરા જા ઉડી હાવે
પીયુને ખોળી અહિં લાવે—મનરે

વાટું જોતાં વીતી રયણી
આંસુડે વીત્યો દિન
હૈયાંના બંધ તૂટવા લાગ્યા
મૃત્યુ થશે પિયુ વીણુ—મનરે.

## ૩૭

લલિતા—

અમો અબળાને માયા વ્હાલીરે
વ્હાલી પ્રીતી વ્હાલી—રે અમો૦
વસ્ત્ર કરાવો, ઘરેણાં ઘડાવો,
મોતીડે મઢો તો મન ખાલીરે ખાલીરે
ખાલી મન ખાલી—રે અમો૦
નેહની નજરે નાથજી મારા
નારી બને ઘેલી કાલીરે કાલીરે
કાલી ઘેલી કાલી—રે અમો૦

## ૩૮

કિશોર—

હતી અમારે ઘેર મ્હેર લક્ષ્મીની ભારી
કરમતણે સંજોગ થયા મુજ તાત જુગારી
દોલત મીલકત સર્વ જુગારે બેઠા હારી,
ન્હાસી ગયા લઇ સંગ દુઃખણી માતા મારી
હૈયું ન રહે હાથ વાત વીતક સંભારી
કયાં છો વ્હાલા તાત? કયાં મળે માતા પ્યારી?

## ૩૯

સર્વ—

જગપતિ તુજ કૃતિ સુખકારી.
સહુ હજો, બહુ થજો,

દયા દ્રષ્ટી તારી દુખ દે સંહારી
સુખ શાંતિને વિસ્તારી—જગ૦
માગ્યા મેહુલા આપો
ગરીબોનાં દુઃખ કાપો
પાપ પીડા ઉથાપો
પ્રીતી સુધર્મમાં—નીતિના કર્મમાં
સહુની સ્નેહથી થાઓ સદાય,
ઉઘડો ઉદયતણી બારી૦—જગ૦

સમાપ્ત.

